# ધનપ્રસાદની ધારાસભા.



ગોકુળદાસ દ્વા. રાયચુરા.

મૂલ્ય. ૦-૧-૦ ]

## રા. રાયચુરાકૃત અન્ય પુસ્તકો.



| | | |
|---|---|---|
| રાસમન્દિર. | | કી. ૦—૮—૦ |
| અર્વાચિન યુગના મહાન ગુજરાતી. | | ૦—૨—૦ |
| રેણુકા. | ( સીલકમાં નથી ) | |
| શેરબજારનું સ્વપ્નું | ,, ,, | |
| અસહકારી યુગલ | | ૦—૨—૦ |
| સ્નેહપૂર્ણા ( નવલકથા ) | ( છપાય છે ) | |
| નવગીત ( ત્રીસ રાષ્ટ્રીયગીતો ) | | ૦—૮—૦ |

વધુ વિગત માટે લેખકને લખો.
મંગાવનારે પુસ્તકની કિંમતની પોસ્ટની ટીકીટો
મોકલવી. વી. પી. કરવામાં નહિ આવે.

ઠે.—ઇસ્માલજી નાગરી બીલ્ડીંગ,
મરીન સ્ટ્રીટ, કોટ.—મુંબઇ.

# ધનપ્રસાદની ધારાસભા !

---

" ત્હમને તે આ શું ભૂત ભરાયું છે ! ? વાતવાતમાં બસ ધારાસભા ને ધારાસભા જ ? "

જવાબમાં ધનપ્રસાદે મોઢામાં રહેલી સીગારને સરખી કરતાં કરતાં પોતાની પત્ની ચંદ્રિકા તરફ સહાસ્ય એક નયન ફેંક્યું.

" ખરેખર હવે તો મ્હારાથી આ સાંખી શકાતું નથી. બિચારો ન્હાનકડો કુમાર પિતાની મીઠી નજર માટે કેટલો તરફડે છે પણ એના પિતા તો બેસતાં ઉઠતાં ખાતાં પીતાં બસ એકજ વિચારમાં તલ્લીન છે —ધારાસભા ને ધારાસભા જ " ચંદ્રિકાએ પતિ સ્હામે કંઇ દયાભાવથી જોયું.

હજુ ધનપ્રસાદે જવાબમાં ધૂમાડાના ગોટેગોટા કાઢવાનું ચાલુ રાખ્યું.

" છેલ્લા ત્રણમાસથી તો ત્હમને ત્હમારી વહાલી સિતારી પણ યાદ નથી આવી. ઘરમાં આવતાં તુરત જે દીલ સિતારીમાં તરબતર થતું તે દિલમાં બસ આજે ધારાસભાના જ ધબકારા સંભળાયા કરે છે. ન્હાનકડો કુમાર યાદ ન આવે, સિતારી ભૂલી જવાય તો પછી આ ચંદ્રિકા ક્યાંથી યાદ આવે ?" ચંદ્રિકાના શબ્દોમાં હવે ત્હેનું દિલ દુઃખથી દ્રવતું હતું.

" ચંદ્રિકા ! ચંદ્રિકા ! એ સિતારી અને તું બન્ને ધારાસભામાં હું જઇશ પછી કંઈ અનેરો આનંદ માણુશો. અને કુમાર પણ પોતાના પિતાને મ્હોટા માણુસ જોઇ ખુશ થશે. " આખરે ધનપ્રસાદે દિલમાં રમી રહેલી વાત બહાર મુકી.

" બળ્યો એ આનંદ ! રોજનું શેર લોહી બળી જાય છે તેનું કેમ ! ? ધારાસભામાં તે એવડો શું અમૃત કટોરો છે કે તેના વિના ચાલે જ નહિં ? હું તો બે બાજુથી દુઃખમાં દબાઇ મરૂં છું. એક ન મળે સ્વામિની પ્રેમદ્રષ્ટિ અને બીજી સ્વામિને લાગેલી ઘેલછામાં થતો દેશદ્રોહ........"

"દેશદ્રોહ ? હા......હા......હા...હી. હી..." ધનપ્રસાદ સીગારને હાથમાં નચાવતો નચાવતો મોટેથી હસી પડયો.

સ્વામિની આ સ્થિતિ જોઇ ચન્દ્રિકાનું દિલ ભડકે બળ્યું.

"ચન્દ્રિકા આપણે એ તકરાર પછી કરીશું. એ બુદ્ધિવાદના પાસા પછી ફેંકશું પણ હાલ ત્હને બહુ ખોટું લાગ્યું હોય તેમ દેખાય છે. લે ત્યારે બહુ દિવસ પછી ત્હારી સિતારીને આજે છેડ. ચાલ તું ખુશી થા." ધનપ્રસાદે વાત ફેરવવા અને સાથે સાથે ચન્દ્રિકાને ખુશ રાખવા પ્રયત્ન કર્યો.

ચન્દ્રિકાએ પતિના આગ્રહથી તથા પોતાનો પતિ બે ઘડી પણ એ ધારાસભાની મોહિની વિસરે એ આશાએ સિતારી છેડી: સાથે ત્હેનો કોકીલ કંઠ ખીલ્યો:

વહાલા માસ અષાઢીલો મેઘ,
 એવી રતે વહેલા પધારજો.
વહાલા વિજ કરે ચમકાર,
 એવી રતે વહેલા પધારજો.
વહાલા વનિતા વ્યાકુળ થાય,
 એવી....................

"ચન્દ્રિકા ! ચન્દ્રિકા ! ત્હારૂં ગીત પછી પુરૂં કરજે. હું ત્હને એક ગીત સંભળાવું. વગાડ." ધનપ્રસાદ ખુરશીપરથી ઉભો થઇ ગયો. ત્હેણે ફેંક્યું:

લાગી લગન મ્હને ત્હારી–
 હો ! ધારાસભા !
 લાગી લગન મ્હને ત્હારી.
દુનિયાની લ્હેરમાં અધિક લ્હેર આપે,
માન મરતબો બહુ સ્થાપે,
સહુ કરે ભાઇભાઇ ! ભારી—
 હો ! ધારાસભા !
 લાગી લગન મ્હને ત્હારી.

હો ! ધારાસભા......ધા...રા...સભા. ધા...રા" ગાતો ગાતો ધનપ્રસાદ નાચવા મંડયો, ચન્દ્રિકાની આંખમાંથી દુઃખનું એક આંસુ ખર્યું.

( ૨ )

ધનપ્રસાદ ભરૂચનો રહીશ હતો. એના વડવાઓ ભરૂચની જુની વ્યાપારી કીર્તિમાં અગ્ર હિસ્સો ધરાવતા, પૈસે ટકે બહુ સુખી હતા. જોકે ધનપ્રસાદના બાપે રૂના સટ્ટામાં એ ધન ગુમાવ્યું હતું છતાં પણ 'ભાંગ્યું ભાંગ્યું તો યે ભરૂચ' એ ન્યાયે એ કુટુંબની સ્થિતિ ઠીક ઠીક ગણાતી. ધનપ્રસાદ મેટ્રીકમાં પસાર થયો કે તુરત ચાંદોદની ચન્દ્રિકા નામની સુશિલ કન્યા સાથે હેનાં લગ્ન થયાં. લગ્ન પછી બે મહિને ધનપ્રસાદનાં માતાપીતા ઝેરી તાવની બીમારીથી પ્રભુના ધામમાં ગયાં.

ધનપ્રસાદનો અભ્યાસ મેટ્રીક પછી હવે આગળ વધી શકયો નહિં. સંજોગને તાબે થઇ હેણે ભરૂચ છોડી સુરતમાં નિવાસસ્થાન ગોઠવ્યું. ન્હાનપણથી હેને સત્તાધારી થવાનો મોહ હતો એટલે સુરતનાં સરકારી ખાતામાં હેણે નોકરી સ્વિકારી.

આ નોકરી કરવાને તે સરજાયો ન્હોતો કારણ કે થોડા વખત પછી હેનું જીવન વ્હેણ જૂદિ દિશામાં વળ્યું. સુરતમાં રમણચંદ્ર નામના હિરાના એક વ્યાપારી સાથે હેને મૈત્રી થઈ. આ મિત્રાચારીથી હેને બહુ લાભ થયો. રમણચંદ્રનો વ્યાપાર દેશપરદેશમાં બહોળો હતો. આસ્તે આસ્તે ધનપ્રસાદને આ ધંધામાં રસ લાગ્યો. સરકારી નોકરી છોડી રમણચંદ્રના આગ્રહથી તે આ વ્યાપારમાં સાથે જોડાયો. રમણચંદ્ર હિરાના વ્યાપાર સાથે સોના ચાંદીનો ધુમ સટ્ટો ખેલતો હતો. ધનપ્રસાદે પણ એ રસ ચાખ્યો. નસીબે પાસા સીધા પડયા. બાપે ગુમાવેલું ધન દિકરાએ ફરી મેળવ્યું. સટ્ટાની સીધી બાજુ પડતાં લક્ષ્મી ધનપ્રસાદને આવી વરી. 'પૈસો પૈસાને લાવે છે' એ ન્યાયે રમણચંદ્ર સાથેના ભાગમા પણ એની આવક વધી. પૈસો મળતાં હેનામાં છુપાઇ રહેલી ભાવનાઓ ફરી જાગૃત થઇ.

પોતાની પત્ની તથા બાલક પુત્રને લઇ તે હવે મુંબઈ આવ્યો. માટુંગામાં એક બંગલો વેચાતો લઈ તેનું નામ "ચંદ્રિકા કોટેજ" રાખ્યું. હેણે મુંબઇના શેઠીયા તરીકે વૈભવી જીવનની શરૂઆત કરી. હેણે મુંબઇમાં વધારે માનપાનની કઇ સ્થિતિ છે તેનો સરવાળો કરી ભવિષ્યમાં ધારાસભામાં કોઇપણ રીતે દાખલ થવાનો નિશ્ચય કર્યો.

( ૩ )

" ચંદ્રિકા! આજે ગુર્જરસભાંતરફથી મી. ગાંધીને અભિનંદન આપવાનો મેળાવડો છે તેમાં સ્હાંજે ત્હારે મ્હારી સાથે આવવાનું છે. "

" કોણ ? દક્ષિણ આફ્રિકાથી હમણા આવ્યા તે મોહનદાસ ગાંધી ? "

" હા તેજ. તું આજે કપડાં જરા ભપકાબંધ પહેરજે હો ? ગયા અઠવાડીયામાં નવા આવેલા હીરાના એરીંગ પણ લટકાવજે. ત્યાં ઘણા ઘણા સાક્ષરો આવશે. હમણાં હમણાં હું પણ સાક્ષરમાં ખપું છું તે તું જાણે છે કે ? " ધનપ્રસાદે પોતાની મરોડદાર મૂછના આંકડાપર હાથ ફેરવ્યો.

" ત્હમે શું નથી ? ત્હમારામાં બધુંય છે. " ચંદ્રિકાએ પોતાના પતિ તરફ સ્નેહભર્યાં નેત્રો ઢાળ્યાં.

પોતાની પત્ની આમ પોતાને પીછાને છે એ વિચારે ધનપ્રસાદની છાતી ગજગજ ઉંચી થઇ.

" અરે હજી તો મ્હારા ઘણાય અભિલાષ છે. એક વખત મ્હારી ચંદ્રિકાને સરકારી મહેલમાં માનપાનથી સહુ બોલાવે એ સ્થિતિએ હું પહોંચીશ. તું જો તો ખરી ! "

" હું ત્હમને એક વાત વિનંતી સાથે કહેવા માગું છું. ત્હમે એ બધા મોહ છોડી દઇ મહેરબાની કરી સાચું સુખ ભોગવો એ જોવા હું ઇંતેજાર છું. ત્હમે સુખી તો હું પણ સુખી. ત્હમારા જીવનને શાન્તિ એ મ્હારે મન પણ પરમ શાન્તિ. મ્હારે બીજી કંઇ પણ અપેક્ષા નથી. માત્ર આ ત્હમારૂં મીઠડું હાસ્ય હું રોજ ઝીલ્યા કરૂં એટલે બસ " ચંદ્રિકા પતિ તરફ ઘેલી બની.

" એ હાસ્ય તો ત્હારૂં જ છે. પણ દુનિયામાં અવતરી જો કંઇ માનપાન ન મેળવ્યું તો જીવન એળે જશે. મ્હને તો......

ધનપ્રસાદ પોતાનુ વાકય પુરૂં કરે તેટલામાં ' ચંદ્રિકા કોટેજ'ના કમ્પાઉન્ડમાં મોટરનું ભુંગળુ સંભળાયું.

ધનપ્રસાદ ઉઠયો. બારીમાંથી નીચે જોયું.

" હલ્લો ! કલ્યાણજી ! ઉપર આવ ઉપર. "

કલ્યાણજી ધનપ્રસાદનો દિલોજાન દોસ્ત હતો. શ્રીમંત છતાં સાદો ને સદ્દવર્તનવાળો કલ્યાણજી ધનપ્રસાદની સઘળી શક્તિઓનો સદુપયોગ થાય તે જોવા હમેશાં આતુર રહેતો.

" કાં ચન્દ્રિકા ભાભી ! શું ધમાલમાં છો. અમ્હારા ધનજીભાઇની ધમાલ ન્હાની સુની નહિં હોય " કલ્યાણજી હસતો હસતો આરામખુરશી-પર પડયો.

" એ તો આજે ગુર્જરસભા તરફથી મોહનદાસ ગાંધીના માનમાં મેળાવડો છે તેમાં જવા માટેની વાતો થાય છે " ચન્દ્રિકાએ ખુલાસો કરતાં કરતાં પોતાના પતિ તરફ જોયું.

" અરે હા ! હા ! ધનજીભાઇને હમણાં હમણાં સાક્ષરમાં ખપવાનો નવો લોભ જાગ્યો છે. હું સ્હમજયો ! "

" કંઇ અમસ્થાં સાક્ષરમાં ગણના થતી હશે ? કંઈ આવડત જોઇએ આવડત ! " ધનપ્રસાદે ખોંખારો માર્યો.

" એની હું કયાં ના કહું છું. ત્હમારા જેવા જયારે સાક્ષરમાં ગણાશે ત્યારે સાક્ષર શબ્દનો કદાચ સાહિત્યપરિષદે અર્થ પણ ફેરવવો પડશે. " કલ્યાણજીએ કટાક્ષભરી ભાષા વાપરી.

" ત્હારે જેમ બોલવું હોય તેમ બોલ. ત્હને સર્વ પ્રકારે બોલવાની છુટ છે. પણ બીજી એક નવિ ત્હને કયાં ખબર છે કે હવે હું એક કવિ પણ ગણાઉં છું ! "

" ઓહો ! હવે બાકી શું રહ્યું ? "

" અને હમણાં હમણાં હું એક સારા વક્તા તરીકે પણ ઓળખાઉં છું. સ્હમજયા સાધુજી ! " ધનપ્રસાદ બોલતો બોલતો ખડખડાટ હસ્યો.

" ત્યારેજ ચંદ્રિકાભાભી તે દિવસે ગાતાં હતાં કે:

કવિ વકતા ને સાક્ષર છો
નિરક્ષર તારશો કયારે ? "

કલ્યાણજીએ મોટે સાદે ચલાવ્યું.

( ૪ )

ધનપ્રસાદે હવે મુંબઇના જાહેરજીવનમાં આંખમીચીને ઝીપલાવ્યું. જાહેરજીવનના સમુદ્રમાંનું બધું જળ પીવા ત્હેણે અગસ્ત્ય મુનીનો પાઠ

ભજવવો શરૂ કર્યો. મુંબઇ સુધારક સોસાઇટી, નુતનયુગ વિદ્યાર્થી એસોસીએશન, વિધવા ઉદ્ધારક મહાસમાજ, ખુવાર મેળવી ખુવાર થનાર કલબ, મહાપુરૂષની મ્હોટી મંડળી, મુંબઇ વકતા, કવિ અને લેખક સમિતિ, બુદ્ધિવાદ ખેલન સંસદ, ગ્રામ્ય ગપાષ્ટક ચેમ્બર, સ્મિત હાસ્યરસ અખાડા મન્દિર, ઘુસણીઆ એન્ડ માંખણીઆ મીશન, સ્હમજુ અને સંસ્કારીઓની સભા, નોર્થ સાઉથ ઇસ્ટ વેસ્ટ લીટરરી યુનીઅન, તારક ઉદ્ધારક અને પાલક મંડળ વિગેરે સંસ્થાઓમાં કોઇ ઠેકાણે પેટ્રન તો કયાંક લાઇફ મેમ્બર, કોઇમાં પ્રમુખ તો કોઇમાં માનદ્‌મંત્રી તરીકે ઝુકાવ્યું. જે સંસ્થા પાસે પૈસાનું ભંડોળ ન હોય ત્યાં ધનપ્રસાદનુ ધન છુટ હાથે એપરવા વપરાતું. શરૂઆતમાં ન્હાની ન્હાની સભાઓમાં ખાલી બાંકડા પાસે, પછીથી પ્રમુખ સેક્રેટરી અને એકાદ શ્રોતા પાસે ધનપ્રસાદનું ધરણી ધ્રુજાવે તેવું વ્યાખ્યાન થતું. જેના રીપોર્ટો બીજે દિવસે લગભગ બધાં રોજીંદા છાપાઓમાં પાનાંઓ ભરી પ્રગટ થતા. આ રીતની શરૂઆતથી પણ મુંબઇના જાહેરજીવનમાં ધનપ્રસાદ ઝડપથી બહાર પ્રકાશ્યો.

આ બધી શરૂઆતની ક્રિયામાં ધનપ્રસાદને દિનપ્રતિદિન ફતેહ મળવાથી ધારાસભામાં જવાની ત્હેની હોંસને વધું ને વધુ ટેકો મળતો ગયો પણ એ ધારાસભામાં શી રીતે જવાય ? ' દામ કરે કામ ને લુંડી કરે સલામ ' એ રીતે ધણા હાજીહા કરનારા ધનપ્રસાદને એ વિષયમાં ટેકો આપતા. પણ કલ્યાણજી એ બાબતમાં જૂદો જ મત ધરાવતો. ત્હણે ધનપ્રસાદની બધી હિલચાલોનો બારીકાઇથી અભ્યાસ કર્યો અને તેમાં સરવાળે તે બહુ નિરાશ થયો. માત્ર એક ધારાસભાની લાલસામાં પોતાની શકિતઓનો ગેર ઉપયોગ ધનપ્રસાદ કરે છે એ વિચારે કલ્યાણજીને પોતાના મિત્ર માટે બહુ દુઃખ થતું. જયાં અંતિમ હેતુ શુદ્ધ ન હોય ત્યાં બધી જનસેવા વ્યર્થ છે. કલ્યાણજીને અત્યારસુધીમાં પુરેપુરી ખાત્રી થઇ ગઇ હતી કે આ જનસેવાને બ્હાને થતી ધાંધલ પછી ધનપ્રસાદ જરૂર ધારાસભામાં જવાની વાત કરશેજ. કેટલીક વખત લોકોની પ્રીતિ સંપાદન કરવાની ધનપ્રસાદની રૂઢીઓ એટલી બધી વિચિત્ર હતી કે કલ્યાણજીને તેથી કંટાળો આવતો.

આ પ્રમાણે ધનપ્રસાદની જાહેરજીવનની ગડમથલ ચાલુ રહી. આસ્તે આસ્તે ત્હેણે રાજદ્વારી હિલચાલમાં પણ માથું મારવાનું શરૂ કર્યું. એની

આ બધી ધાંધલધડપચમાં એનો એક ગુણ તરી આવતો હતો કે તે જે કામ હાથમાં લેતો તેને લગતું બધું સાહિત્ય વાંચી, અભ્યાસ કરી તેમાં પ્રથમ પારંગત થતો અને પછી તેમાં આંધળીયાં કરી ઝુકતો.

હવે મુંબઈના રાજદ્વારી વર્ગમાં પણ ત્હેની આસ્તે આસ્તે ગણના થવા લાગી. વખત વખતનું કામ કર્યે જાય છે. દેશના રાજદ્વારી જીવનમાં બહુ ઝડપથી ફેરફારો થતા ગયા. આ બધા ફેરફારો વખતે 'સબમેં મેરા લગતા હય ' એ પ્રમાણે ધનપ્રસાદે ધપાવ્યે રાખ્યું. હવે દરેક સભામાં વકતાઓ સાથે ધનપ્રસાદનું નામ પણ હોય જ. અનુભવ અને ટેવથી આસ્તે આસ્તે તેનામાં કંઇ ફેરફાર પણ થયો. કંઇક વધારે ગંભીરતા, વધારે સ્હમજણ અને ધીરપણું તેના અભ્યાસમાં દેખાયાં. ટુંકમાં ધનપ્રસાદ એટલે જાહેર-જીવનમાં અથંગ તરનારઃ એ પદ પ્રાપ્ત કરવા ત્હેણે ફાંફા મારવામાં કંઇપણ બાકી રાખી નહિ.

( ૫ )

" કેમ ! અત્યારે તાવ કેમ છે ?"

" કલ્યાણજીભાઈ ! તાવ બહુ સખત છે, અને સહવારથી બહુ બકે છે" બોલતી બોલતી ચન્દ્રિકા રડી પડી.

" ભાભી ! ધીરજ રાખો, પ્રભુ કાલે આરામ કરી દેશે. મ્હને ડોકટર સાહેબ કહેતા હતા કે કંઇપણ ધાસ્તી જેવું નથી."

ચન્દ્રિકા આંસુ લુંછતી લુંછતી કલ્યાણજીને દર્દીના ઓરડામાં લઈ ગઇ. દર્દીના મગજપર બહુ ખરાબ અસર છે એવા ખબર નર્સે આપ્યા.

હજુ કલ્યાણજી વિશેષ કંઇ નર્સને પુછે તેટલામાં ધનપ્રસાદ બકી ઉઠયોઃ

" અરે ધારા...સભા...ધારાસભા......આ વખતે......મ્હેં......... ઉમેદ......વારી......કરી હોત...તો...જરૂર આજે.....ધારા...સભામાં બિરાજતો...હોત...ધ...ધારા...સભા......ધારાસભા...આ...આ "

કલ્યાણજી ધનપ્રસાદની આ સ્થિતિ જોઇ બહુ દુઃખી થયો. આ વખતની ચુંટણીમાં ધારાસભામાં ઉમેદવારી કરવા ત્હેણે જ ધનપ્રસાદને અટકાવ્યો હતો. જયાં જુના વખતના રાજદ્વારી વિષયમાં નિપુણ અને

સીનીયર ઉમેદવારો હોય ત્યાં ધનપ્રસાદને ફતેહ મળવાનો બીલકુલ સંભવજ ક્યાંથી હોય, તેથી ઉમેદવારી નહિં કરવામાં જ માલ છે એમ સ્હમજાવી ત્હેણે ધનપ્રસાદને ઉમેદવારી કરતો માંડમાંડ પાછો વાળ્યો હતો.

નર્સને ભલામણ કરી કલ્યાણજી ચંદ્રિકા સાથે બહારના ઓરડામાં આવ્યો. આ વખતે ન્હાનકડો કુમાર ત્યાં રમતો હતો ત્હેને કલ્યાણજીએ વહાલથી રમાડ્યો. ચંદ્રિકા ઘડી પતિની માંદગીનુ દુઃખ વિસરે એટલા માટે તેણે કુમારની તબીયતને લગતી કેટલીક વાતો કરી પણ ચન્દ્રિકાએ તો મુળ વિષયને છેડ્યોઃ

" ભાઇ ! ત્હમારા ભાઈની આ સ્થિતિ મ્હારાથી હવે જોઇ શકાતી નથી " ફરી ચંદ્રિકા રડી પડી.

" અરે ગાંડા થયાં છો ભાભી ! આમાં તે એવું શું છે ? કાલે સ્હવારે તાવ ઉતરી જશે. '

" પણ એ બહુ બકે છે તેનું કેમ ? "

" તાવ કમી થશે એટલે બકવાનું એની મેળે મટી જશે. એને ધારાસભાની ચુડેલ વળગી છે. તેનાથી જ એની આવી સ્થિતિ થઇ પડી છે. મ્હેં એને કહ્યું કે હજી દશ વર્ષ પછી પણ ધારાસભામાં જવાનો ત્હારો વારો આવશે કે નહિં તેમાં મ્હને તો શંકા છે કારણકે લાયકાત મેળવ્યા વિના લાયકમાં ખપવાની ઉમેદ રાખવી એ મુર્ખાઇ છે. ઘણા રથી–મહારથી જેવા રાજદ્વારી આગેવાનો ધારાસભામાં જવા માટે ઉમેદવારી કરે તેમાં આપણું શું ગજું ! "

" બળી એ વાત ! એની એ વાતમાં તો એણે જીવનની બધી મઝા ગુમાવી છે. હવે તો પ્રભુ એને એ લાલસામાંથી મૂકત કરે એટલીજ મ્હારી પ્રાર્થના છે. એને મન ધારાસભાની એટલી બધી મોહિની છે કે એક ઘડીનું પણ એ સુખ લેતા નથી. હવે તો એ વાતને સદાને માટે મૂકી દેય તો છૂટ્યા જાણે ! "

" હું પણ ભાભી એજ ઇચ્છું છું અને એને........ "

એક ફકીરે એટલામાં રસ્તાપર લલકાર્યુંઃ

ચાર દિનના ચાંદરણામાં—
ફૂલી ફરે સુખ માનીરે

મૃગજળ તૃષ્ણા નાશ પામતાં
પસ્તાવો તુજ...........

( ૬ )

દેશની પરીસ્થિતિમાં હવે બહુ વેગથી ફેરફાર થવા લાગ્યો. એક દશકા પહેલાનું હિંદુસ્થાન અને આજનું હિંદુસ્થાન જોનારને આ ફેરફાર પવનવેગી જણાય જ. જ્યાં થોડા બુદ્ધિવાદના ઉપાસક પુરૂષો રાજકિય ચર્ચા કરતા હતા ત્યાં આજે હિદુસ્થાનને ઝુંપડે ઝુંપડે રાજકિય વિષયના અખાડા જામ્યા. જ્યાં નાતાલની રજામાં જુદાજુદા પ્રાંતના રાજકિય પ્રકરણના અભ્યાસી મિત્રો સાથે મળી કોંગ્રેસનો આદેશ, વ્યાસપીઠપર ભાષણો કરી. ત્યાંને ત્યાં એક વર્ષ દાટી રાખી–બીજે વર્ષે પાછો ફરી તાજો કરતા તેને બદલે એજ રાષ્ટ્રીય કોંગ્રેસની આજ્ઞા આજે દેશને ધર્મના ફરમાન રૂપે રોજ જીવનમા દોરવા લાગી. જ્યાં કોંગ્રેસ એટલે વધારેમાં વધારે ભણેલો માણસ ભાષણ કરી હજારો માણસનો ક્ષણિક જુસ્સો જાગૃત કરે તેવી રાજકીય વ્યાખ્યાનમાળા ગોઠવનારી સભા હતી તેને બદલે આજે કોંગ્રેસ એટલે દેશને માટે પ્રાણ આપનારા શહિદોની–દેશને તારનારી યોજનાઓ ઘડનારી કર્મયોગઓની મંડળી બની. જ્યાં કોંગ્રેસ એટલે રાજકીય હકકોને માટે ભીખ માગવાના–એટલે સારી ભાષામાં ઠરાવો પસાર કરી અરજી કરવાની અને પછી અરજી કરનારાઓ અને સાંભળનારાઓ અરજીને અભરાઇએ ચડાવી દેય—એક સભા થતી તેને બદલે આજે અમ્હારો જન્મસિદ્ધ હક્ક અમ્હેં લેશું અને એ લેવા માટે કોઇને મારશું નહિં પણ અમ્હેં મરીશું એ ભાવના અમલમા મેલનારી પ્રજાની રાષ્ટ્રીય સંસ્થા થઇ. ભારતવર્ષમાં પ્રકટેલી આ નવિન ભાવનાએ દરેક વ્યક્તિ ઉપર જૂદિજૂદિ રીતે અસર કરી.

ધનપ્રસાદ ગંભીર માંદગી ભોગવી હવાફેર અર્થે ચાંદોદ ગયો. ત્યાં લાંબો વખત આશાયસ લેવા ત્હેને ફરજીઆત રહેવું પડ્યું. ધાંધલીયું શહેરી જીવન નર્મદાને રમણીય કાંઠે નાચતી કુદરતનું મનમોહક સૌંદર્ય પીછાણી શકે કે ?

લાંબે વખતે સાજો થઇ ધનપ્રસાદ પાછો મુંબઇ આવતાં ત્હેને આખું વાતાવરણ બદલાયલું લાગ્યું. ગાંધીજીના અસહકારનો નિત્યવિજયી ટંકાર

સર્વત્ર સંભળાયો હતો. વિદેશી રંગબેરંગી મોહભર્યાં કપડાંઓને બદલે શ્વેત ખાદી સર્વત્ર શોભી રહી હતી. અસહકારનો કાર્યક્રમ દેશે સ્વિકાર્યો હતો તેથી ધનપ્રસાદની વહાલી ધારાસભાનો પણ દેશના સાચા સેવકોએ ત્યાગ કર્યો હતો.

ધનપ્રસાદનું ધાંધલીયું જીવન શરૂઆતમાં મુંઝાયું.

( ૭ )

આખરે ધનપ્રસાદ બધાની અજાયબી વચ્ચે અસહકારી બન્યો. ધારાસભાની મોહિનીમાં થનગન થનગન નૃત્ય કરનાર ધનપ્રસાદ ગાંધીજીની વિરૂદ્ધ કામ આવશે એ વિચારે કેટલાક કહેવાતા અસહકારીઓએ ધનપ્રસાદને શરૂઆતમાં ખુબ આવકાર આપ્યો પણ તેઓ ત્હેમની ધારણામાં નિષ્ફળ ગયા. ધનપ્રસાદે તો ' ગાંધીજીનું વાકય એટલે દેવવાકય ' એવા વિચારો પેલા કહેવાતા અસહકારીઓને શરૂઆતથી જ સંભળાવી દીધા. કલ્યાણજી તો પહેલેથી જ સાચો અસહકારી બન્યો હતો એટલે ત્હેણે ધનપ્રસાદની આ હિલચાલને વધાવી લીધી. છતાં અસહકારી બન્યા પછી શી શી જોખમદારીઓ છે તે સ્હમજાવી તે પ્રમાણે આચરણ કરવાની સર્વ જોખમદારીઓથી ધનપ્રસાદને ત્હેણે વાકેફ કર્યો.

વિલાયતી કપડાંમાં નિત્ય નવિનવિ ફેશનમાં ફરનાર ધનપ્રસાદ હવે ખાદીભકત બન્યો. ત્હેણે અગાઉ પણ જાહેરજીવનમાં ખુબ જંગ મચાવેલો હોવાથી અસહકારી યુથમાં પણ ત્હેનું નામ અગ્ર પદમાં આવનારાઓની સાથે ગણાયું. જો કોઈને દિલ વાંચતાં આવડતું હોય તો જરૂર જણાઈ આવે તેમ હતું કે સફેદ ટોપી પહેરી હતી પણ હજુ લાલસામાં તો ધનપ્રસાદનું દિલ અગાઉ જેવું હતું તેવુંજ હતું. માત્ર બહારથી ત્હેણે સાદાઈ, સરળતા અને નિસ્વાર્થ બુદ્ધિની સાધના કરેલી દેખાતી. અસહકાર પક્ષમાં ધનપ્રસાદનું કાર્ય જોઇ ઘડી કલ્યાણજી પણ છેતરાયો અને ત્હેની હમણાંની જીવનચર્યા જોઇ તે પ્રસન્ન થયો. ધારાસભા એટલે સ્વર્ગની સુન્દરી એવી લાલસામાં રચ્યોપચ્યો રહેનાર, આજે આવું સાધુતાભર્યું જીવન ગુજારે એ કલ્યાણજીને વખાણવા લાયક લાગ્યું. પણ તેની આ માન્યતા બહું લાંબો વખત ટકી શકી નહિં.

મહાત્માજી જેલમન્દિરે ગયા પછી ધનપ્રસાદનું ખરૂં પોત પ્રકાશ્યું. જો લોકો ગાંધીજી ઉપર વિશ્વાસ રાખી ત્હેમની આજ્ઞા બરાબર પાળે તો

હિન્દ કાલેજ સ્વતંત્ર થાય ' એવી હાકલ સર્વત્ર વગાડનાર ધનપ્રસાદે હવે પોતાનું ખરૂં સ્વરૂપ દેખાડયું. શ્વેત ખાદી ધારણ કરનાર રાજહંસોના ટોળામાં શ્વેત બગલો પણ આવવો સંભવે એ કલ્પના ધનપ્રસાદે આજે ખરી પાડી. 'ધારાસભામાં જવાથી દેશને કશો લાભ નથી,' અસહકાર જ્હેણે આદર્યો હોય તે કદાપિ ધારાસભામાં જઈ શકેજ નહિં, ' ધારાસભામાં જવું એટલે અસહકારની મુખ્ય ભાવનાનું ખુન થાય ' એવા શબ્દો જે મુખેથી નીકળ્યા હતા તેજ ધનપ્રસાદ હવે બુદ્ધિવાદના શબ્દછળનો આશ્રિત બન્યો. ત્હેની ધારાસભામાં જવાની લાલસા ફરીથી જાગૃત થઇ અને રોજ વધતી ગઇ. જો અસહકારી પક્ષ ધારાસભામાં જવાના સવાલને ટેકો આપે તો પોતે જરૂર ધારાસભામાં ચુંટાઇ જઇ શકે એમ ધનપ્રસાદને ચોખ્ખું જણાયું. તેનાથી લાયક ગમે તેવો સહકારી હોય તોપણ અસહકારી મતદાર મત પોતાને જ આપશે આ લાલચેલાલચે ધનપ્રસાદ ધારાસભામાં જવા ફરી લલચાયો. જે કહેવાતા અસહકારીઓ ગાંધીજીની વિરૂદ્ધ તેનો શરૂઆતમાં ઉપયોગ ન કરી શકયા તેના પંજામાં હવે ધનપ્રસાદ ખરેખર સપડાયો. તેઓ તો ધનપ્રસાદનો આવો ઉપયોગ કરવા માગતાજ હતા એટલે ધનપ્રસાદને તેઓએ ધારાસભામાં જવાના સવાલમાં ખાનગી ટેકો આપી, જાહેરમાં શરૂઆતમાં ત્હેનેજ હોળીનું નાળીએર બનાવ્યો.

' માંખી, મકોડો ને મુરખનર મધલાળે મરે—'

એ ગ્રામ્ય કહેતી પ્રમાણે ધનપ્રસાદ ધારાસભાની મધલાળમાં લટકયો.

( ૮ )

" ધનજી ! તું અસહકારને એબ લગાડવા બેઠો છે. "

" કલ્યાણજી ! દોસ્ત આ વખતે તું મ્હારી આડો આવીશ એ મ્હને ઠીક નહિં પડે. જો તું વિચાર કર કે હું આ તકનો લાભ ન લઉં તો પછી ધારાસભામાં જવાનો મ્હારો વારો કયારે આવે ? "

" પણ એ ધારાસભામાં ત્હમે ન ગયા તો ખોટ શી જવાની છે ? " ચન્દ્રિકાએ ધનપ્રસાદ અને કલ્યાણજીની વાતમાં વચ્ચેજ બળાપો જાહેર કર્યો.

" તું ન સ્હમજે ચન્દ્રિકા ! મ્હારે ગમે તે ભોગે ધારાસભામાં એક વખત તો બિરાજવું જ છે અને..."

"ત્યારે અસહકારી શા માટે થયો ?" કલ્યાણજીએ કચવાઇને પ્રશ્ન કર્યો.

"ખરી વાત કહી દઉં તો ધારાસભામાં જવા માટે જ હું અસહકારી થયો છું. મ્હને ત્હેં અગાઉ કહ્યું હતું કે મ્હારાથી ઘણા સીનીયર અને બાહોશ માણસો છે કે જેની હરીફાઇમાં શાંત વાતાવરણમાં મ્હારો દશ વર્ષે પણ વારો ન આવે તેથી મ્હેં અસહકારનો ઝભ્ભો પહેરી લીધો. હું જાણતો હતો કે કેટલાક અસહકારીઓ મ્હારા જેવા છે. શરૂઆતમાં મ્હેં એ લોકોને પણ કોઠું આપ્યું નહિં અને મહાત્મા ગાંધીજીની આજ્ઞા એટલે દેવ આજ્ઞા—એમ માનનારે તરીકે મ્હેં બહાર પડી લોકલાગણી મ્હારી તરફમાં જીતી લીધી. હવે જો અસહકારીઓ ધારાસભાને ટેકો આપે તો મ્હારી ફતેહ જરૂર થાય. આ વખતે મ્હારો બેડો પાર ઉતરે એમ......"

"ત્યારે ધારાસભામાં જવું એ અસહકારીઓ માટે શરમભર્યું છે એમ ત્હેં કહ્યું હતું તેનું શું ?" કલ્યાણજીએ સીધો પ્રશ્ન કર્યો.

"તેથી શું ! એ તો 'મ્હેં પટેલને જાપે હું જપું' એ ન્યાયે કામ ચલાઉ કર્યું હતું. તે વખતે એમ કહેવામાં જ માલ હતો નહિ તો લોકો મ્હને સાંભળે પણ નહિ."

"અને હવે ત્હને લોકો સાંભળશે એમ તું માને છે ખરો ?"

"જરૂર. એ માટે તો અમ્હેં થોડાક ધારાસભાના અભિલાષીઓ કોંગ્રેસ સ્હામે બંડ ઉઠાવવા માગીએ છીએ."

"ધનજી ! લશ્કરમાં બંડ ઉઠાવનારાઓનો શો ફેજ થાય છે તેની ત્હને ખબર છે ?"

"એ ફેજના વિચારો કરવા એ મુડદાલોનું કામ છે. અમ્હારા જેવા શુરવીરો તો દિલમાં આવે તે કરવામાં જ મ્હોટાઇ માને છે."

"ધનજી ! હું બીજું તો કંઇ કહી શકતો નથી. કોંગ્રેસ સ્હામે બંડ—એ શબ્દોએ મ્હારૂં જીગર બળીને ખાખ થઇ જાય છે. ખરેખર હું ત્હારે માટે શરમાઉં છું. તું ત્હારા શબ્દોને પણ શરમાવે છે. તું ગાંધીદ્રોહી છો. મ્હારા દેખતાં ત્હે અનેકવાર કહેલું છે કે ગાંધીજી આજ્ઞા કરે કે મરી જાઓ તો હું મરવા પણ તૈયાર છું, એ મહાત્માનો હુકમ એ મ્હારે મન પ્રભુનો હુકમ છે; એ ત્હારાં વાકયો કયાં અને આજે એજ ગાંધીજીની આજ્ઞા ભંગ કરી તું ધારાસભામાં જવા માગેછે ?"

" કલ્યાણજી ! તું સાધુ છો સાધુ. કેટલીક વખત અમુક શબ્દો હુ બોલ્યો હતો તેનું કારણ એ હતું કે મ્હારે લોકોમાં મ્હારે માટે વિશ્વાસ બેસાડવો હતો, અને એ વિશ્વાસ મેળવ્યા પછીજ આજે હું ધારાસભામાં જવા માટે હિમાયત કરૂં છું."

" ત્હને એમ લાગે છે કે લોકો ત્હારી માફક ગાંધીદ્રોહી બની એ મહાપુરૂષની ગેરહાજરીમાં એના મહાઉપદેશને અભરાઇએ ચડાવશે ?"

" એ માટે તો હું હમણાં હમણાં માત્ર ખાનગીમાં ચળવળ ચલાવી રહયો છું. માત્ર તું જો મ્હને એમાં મદદગાર થા તો મ્હને વધારે ટેકો મળે.

" ધનજી ! હું ત્હારા જેવો અસહકારી નથી. મ્હને લાગે છે કે હવે જ અસહકારીઓની ખરી પરિક્ષા છે. મહાત્માજીની ગેરહાજરીમાં એના ઉપદેશનું પાલન કોણ કોણ કરે છે એ હવે જ જોવાનું છે. મ્હને ખરેખર ત્હારા જેવા ઉપર દયા આવે છે. ત્હેં અસહકાર શબ્દની ભાવનાને અપવિત્ર કરી છે, ત્હેં ખાદીને શરમાવી છે, ત્હેં મહાત્માજીના ઉપદેશને ધોઇ નાંખ્યો છે, અને ત્હેં અસહકારી લોકવર્ગને દગો દીધો છે. એ વાત એક મિત્ર તરીકે મ્હારા મનમાં સાલે છે. ધનજી ! ફરીથી વિચાર કરી અસૂરી ભાવનાથી દૂર રહે તો બહુ સારૂં." કલ્યાણજી અત્યારે બહુજ દિલગીર દેખાયો.

" સાધુરે સાધુ ! હી...હી...હા...હા...કલ્યાણજી ! એ બધા હિસાબ ત્હારા જેવા સાધુ માટે છે. અમ્હારે શરમ, દંભ, દગો એ તો સાધારણ રમતો છે. સ્હમજ્યો......હી...હી..." ધનપ્રસાદ બોલતો બોલતો હસી પડયો.

( ૯ )

ચન્દ્રિકા અને કલ્યાણજીની ઘણીએ સ્હમજાવટ છતાં ધનપ્રસાદની ધારાસભાની ચળવળ શરૂ થઈ ગઈ. ફરીથી ધારાસભાની ત્હેની ઘેલછા નાચવા લાગી. આ ઘેલછામાં ધારાસભારૂપી મધપુડા તરફ જેટલી માંખો ખેંચાઈ તે બધી ધનપ્રસાદને આવી મળી.

આજે ચોપાટી ઉપર 'ગાંધીપર્વ' નિમીતે એક મ્હોટી સભા મળી. ખાનગી રીતે ધારાસભામાં જવાના પાસા ફેંકનાર ધનપ્રસાદે આજે જાહેરસભામાં જનસમાજ સમક્ષ ધારાસભાની વાત ઉચારી:

" ભાઇઓ અને બ્હેનો,

આજે ગાંધીપર્વ ઉજવવા આપણે સઘળાં એકઠાં મળ્યા છીએ. ં
મહાપુરૂષને જેલમાંથી છોડાવવા હોય તો આજે લાખો માણસો તૈયા
અને એ માટે મ્હારા કેટલાક વિદ્વાન મિત્રો મ્હારી આગળ એક દરખાસ્ત '
છે કે જો લાખો માણસો પોતાનો મત આપવાનો હક્ક સ્હમજે અને આ
ધારાસભામાં........( સભામાંથી એક અવાજ: આજે પુણ્યતી
ધારાસભાનું નામ ન હોય ) જરા ધીરજથી મ્હારૂં આખું વાક્ય સાં
હું નથી કહેતો કે આપણે ધારાસભામાં જવું પણ મ્હારા કેટ
વિદ્વાન મિત્રો માને છે કે ધારાસભા................( બીજો અવ
એમની વિદ્વતા એમની પાસેજ રહેવા દો. મહેરબાની કરી આપ ગાંધ
ઉપરજ બોલો ) પણ ત્હમે મ્હારૂં પુરૂં સાંભળશો કે વચ્ચે વચ્ચે
કર્યે જશો ? ધારાસભામાં જવાથી ( ત્રીજો અવાજ: ધનપ્રસાદ
ધારાસભામાં જવું હોય એમ લાગે છે ) ભાઇઓ અને બ્હેનો ! સવ....
ત્હમારી આવી વર્તણુકથી ત્હમે મહાત્માજીના શિક્ષણને ગેર ઇન્સાફ
આપો છો ( ધનપ્રસાદ હવે ગુસ્સામાંજ બોલ્યો ) ( ચોથો અવાજ: ત્યારે
ધારાસભામાં જવાનું કહી ત્હમે મહાત્માજીના શિક્ષણને ઇન્સાફ આપો છો
એમ કે ? ) પહેલાં મ્હારૂં સાંભળો પછી ઇન્સાફ ગેરઇન્સાફની વાત કરો.
( અત્રે પ્રમુખે લોકોને શાંત રહેવા વિનંતી કરી ) ધનપ્રસાદે આગળ
ચલાવ્યું ) જુઓ ધારાસભામાં જવાથી મહાત્માજીનો છુટકારો જલ્દી
કરવા..............( પાંચમો અવાજ: પણ મહાત્માજીને ત્હમારા જેવા
ધારાસભામાં જનારાઓને મુબારક હાથે છુટવું નથી તેનું કેમ ? ) અત્રે
લોકોમાં ગડબડ વધી પડી. ( છઠ્ઠો અવાજ: ધનપ્રસાદ ધારાસભાના આશક
લાગે છે. સાતમો અવાજ: મહેરબાની કરી ત્હમારાં ભાષણો હવે ધારા-
સભામાંજ કરજો. આઠમો અવાજ: બેસાડી દીઓ એ કોંગ્રેસના બંડખોર
પ્રમુખને હવે ધનપ્રસાદને બોલતો બેસાડ્યા વિના છુટકો ન્હોતો.
મોઢે ધનપ્રસાદને ભાષણ અપુરૂં મુકવું પડયું.

* * * *

ગાંધીપર્વની સભામાં થયેલો ધનપ્રસાદનો ફેરતો, અને ચન્દ્રિકા
કલ્યાણજીની સ્હમજાવટ છતાં ધનપ્રસાદ પોતાની જીગરજાન ધારાસભા
હવે શું કરશે ? કોઇ કહેશો ? ! ?

---

પ્રકાશક:—વીલે પારલે મહાસભા સમિતિ તરફથી વિઠ્ઠલદાસ
પુરૂષોત્તમ દેસાઇ, મંત્રી.
પ્રિંટર:—એમ. એન. કુળકર્ણી, કર્નાટક પ્રેસ, ૪૩૪ ઠાકુરદ્વાર, મુંબ